## પ્રૌઢશિક્ષણ માટેનું પ્રમાણીત સાહિત્ય

### સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન

૧ ગણપતિ બાપા
૨ ચેલૈયો
૩ ઊભું હતું, ઊભુ હતું
૪ હજામડી
૫ કબાટ
૬ બાળ૦ બીરબલ-૧
૭ ગોપીચંદ
૮ બાળનાટકો-૧
૯ હંસ અને હંસા
૧૦ તીરંદાજ
૧૧ ગામડામાં મળજો
૧૨ બાળપ્રવાસો
૧૩ મારા ગોઠિયા
૧૪ જરા હસો
૧૫ કયાંથી આવ્યાં
૧૬ મકનો ને રાક્ષસ
૧૭ રૂપસિંહ-રામસિંહ
૧૮ ટપાલની પેટી
૧૯ ગધેડું
૨૦ ચીડિયાખાનું
૨૧ મહાસભાઓ
૨૨ કહેવતોનાં મૂળ
૨૩ ગપગોળા
૨૪ આફ્રિકા સાંભર્યું
૨૫ શબ્દપોથી
૨૬ વાકયપોથી
૨૭ ચિઠ્ઠીપોથી
૨૮ નાના પાઠો
૨૯ મોટા પાઠો
૩૦ નાની વાતો
૩૧ ઘરમાં
૩૨ આંગણામાં
૩૩ શેરીમાં
૩૪ બાળશાળામાં
૩૫ ગામમાં
૩૬ ફરવા જઈએ
૩૭ જુગતરાંમના પાઠો
૩૮ ભોં ભોં ભોં
૩૯ ગધેડું ને ઘોડું
૪૦ દાદા દર્શને
૪૧ બાળનાટકો-૨
૪૨ સવારથી માંડીને
૪૩ કુદરતમાં
૪૪ મોતિયો
૪૫ રામજી૦ પડી ગયા
૪૬ મંગેશનો પોપટ
૪૭ ધોબીડો ધુએ છે
૪૮ પીરૂ અને-
૪૯ છાણાં થાપી આવ્યાં
૫૦ મામાની જાબ્ય
૫૧ વાડામાં
૫૨ રોજનીશી
૫૩ બાળ૦ બીરબલ-૨
૫૪ છેટા રહેજો માબાપ
૫૫ મારી ગાય
૫૬ કમળાબેનના પાઠો
૫૭ ગિરિશિખરો
૫૮ કાળા હાથ, કાળી દાઢી
૫૯ ખળાવાડ
૬૦ પૂછું ?
૬૧ ઓત૦ દીવાલો-૧
૬૨ ઓત૦ દીવાલો-૨
૬૩ બુદ્ધચરિત્ર
૬૪ ગુજરાત-મહારાષ્ટ્ર
૬૫ જોડકણાં
૬૬ કહેવતસંગ્રહ
૬૭ હરિશ્ચંદ્ર
૬૮ એમ કેમ ?
૬૯ સાજા રહીએ
૭૦ વ્યાકરણપોથી
૭૧ વરતસંગ્રહ
૭૨ રમતજોડકણાં
૭૩ શિવાજી મહારાજ
૭૪ દુહા અને સોરઠા
૭૫ વિનોદ-ટુચકા
૭૬ બાળકોના લેખો
૭૭ આપણે પોતે
૭૮ કાવ્યસંગ્રહ
૭૯ છેલ્લો પાઠ
૮૦ સંપાદકોનું કથન

### બાળસાહિત્ય ગુચ્છ

૧ જોયું ને આંખ ઠરી
૨ ઠેકંઠેકા
૩ દાદાજીની તલવાર
૪ વસંત આવી
૫ તફતફ તરૂરૂરૂ
૬ વિલાયતી વાતો
૭ ગામડામાં ગયો હતો
૮ ટેક
૯ આંબો રોપ્યો
૧૦ સટરપટર વાતો
૧૧ ભેંશના શિંગડામાં
૧૨ લાલ અને હીરા
૧૩ જીવજંતુ
૧૪ હેમુભાઈના પાઠો
૧૫ કાવ્યો-રેખાચિત્રો
૧૬ પક્ષીઓ
૧૭ વૃક્ષો
૧૮ વિજ્ઞાન

# બાળસાહિત્યગુચ્છ

સંપાદકો

ગિજુભાઈ
તારાબહેન

## હેમુભાઈના પાઠો

શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્ય
સંપાદકો : શ્રી ગિજુભાઈ અને તારાબહેન

## બાળસાહિત્ય ગુચ્છ

# હેમુભાઈના પાઠો

: લેખક :
ગિજુભાઈ

પ્રૌઢશિક્ષણ નિયામકશ્રીના પત્ર નં. પ્રઢશ/૮૯-ગ-૧/૧૦૪૫-૧૧૫૦
તા. ૨૪-૪-૧૯૮૯ના પત્રથી જનશિક્ષણ કેન્દ્રો તથા અનૌપચારિક શિક્ષણ
માટે ખરીદવા ભલામણ થયેલ છે.



આર. આર. શેઠની કંપની
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ * ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ ૪૦૦ ૦૦૨ • અમદાવાદ ૩૮૦ ૦૦૧



પુનઃસંપાદિત : પુનર્મુદ્રણ
નવેમ્બર ૧૯૮૯ : પ્રત ૨૧૦૦

રૂા. ૩—૦૦

મુદ્રક
ભગતભાઈ બી. શેઠ, શ્રી પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી, સ્ટેશન રોડ, સોનગઢ ૩૬૪૨૫૦

## ભાઈબહેન

'હેં દાદા! આ ઊંચું ઊંચું શું હશે? એ કોણે કર્યું હશે? એવું શું કામ કર્યું હશે?'

'એ મિનારો છે. એની તો એક વાત છે.'

અસલના જમાનામાં ત્યાં ભાઈબહેન રહેતાં. ભાઈ-બહેનને બહુ હેત. ભાઈ ને બહેન બહુ ગમે, ને બહેનને ભાઈ બહુ ગમે. એવું હેત કે કાંઈ કહેવાની વાત નહિ!

આમ ભાઈબહેન ઘણો વખત સાથે રહ્યાં. પણ પછી તો ભાઈ પરણ્યો. ઘરમાં ભોજાઈ આવી. ભોજાઈ ને ભાઈ-બહેનના હેતની અદેખાઈ આવી. ભાઈ સમજુ હતો; બહેન પણ એવી જ ડાહી હતી. ભાઈએ તો બહેનને બીજો મિનારો બંધાવી દીધો. બરાબર પોતાના મિનારા જેવો જ.

પોતાને મિનારે જતી વખતે બહેને કહ્યું: ભાઈ! રોજ સૂરજ આથમે કે તરત તારે મિનારે દીવો પ્રગટજે. તારા ઘરનો દીવો જોયા પછી જ હું જમીશ.'

છ ગાઉને છેટે સામસામા બેઉ મિનારા હતા. એકમાં ભાઈ અને ભોજાઇ રહેતાં; બીજામાં બહેન રહેતી. બહેન હંમેશાં ભાઇના ઘરનો દીવો જોયા પછી જ જમતી. દીવો જોયા પછી જ જમવાનું બહેને નીમ લીધું હતું. દીવો જુએ એટલે બહેનને થાય કે મારો ભાઇ છે તો હીમખીમ.

ભાઇબહેન હંમેશા આમ કરતાં હતાં. આમ કરતાં કરતાં ઘણો વખત ગયો.

પછી તો એક દિવસ ભાઇ બહારગામ ગયો. ભોજાઇને કહેતો ગયો : 'સાંજ પડે કે તરત સંભારીને દીવો કરજે. બહેનને પાછો ઉપવાસ પડશે.'

સાંજ પડવા આવી; ઝાંખું અંધારું થયું. પણ ભાઇને મિનારે દીવો નથી.

વધારે અંધારું થયું. આકાશમાં તારા ઝગમગ્યા.

બહેન તો વાટ જોતી બેઠી : 'કામમાં ભુલી ગયો હશે. હમણાં દીવો થશે; ઘડી પછી થશે.'

બે વાર જોયું; ત્રણ વાર જોયું. ઘણું અંધારું થયું પણ દીવો ન દીઠો.

ભોજાઈએ આજે જાણીને દીવો નથી કર્યો. ભોજાઈને થયું : 'આવાં ખોટાં હેત શાં કે દીવો જોયા પછી જ જમાય ? દીવો તો વહેલો યે થાય ને મોડો યે થાય !'

આજે હજી સુધી ભાઈના ઘરનો દીવો ન દીઠો એટલે



બહેનને ફાળ પડી : 'હાય હાય ! મારા ભાઈને કાંઈક થયું હશે, નહિતર એ દીવો કર્યા વિના રહે નહિ ! હંમેશ સૂરજ આથમે કે તરત દીવો પ્રગટાય ને આજે કેમ નહિ ? નક્કી મારા ભાઇને કાંઇક થયું હશે. હવે મારે જીવીને શું કરવું છે ?'

ઊંચો ઊંચો મિનારો છે; નીચે જોતાં ફેર ચડે. કોઇ પડે તો પ્રાણ નીકળી જાય ! અંધારું જામ્યું છે. પવન સૂસવે છે. કોઇ ફરકતું નથી. ગોખેથી બહેને ધબ કરતું પડતું મૂક્યું. પડતાંવેંત બહેનના પ્રાણ નીકળી ગયા !

* * *

બે ત્રણ દિવસ થયા ને ભાઇ ઘેર આવ્યો. આવીને તરત પૂછ્યું : 'સંભારીને દીવો કર્યો'તો ને ?'

'ના, કાલે તો ભૂલી જ ગઇ'તી !'

ભાઈના પેટમાં ધ્રાસ્કો પડ્યો : 'અરે ! બહેનનું શું થયું હશે ?'

ભાઇને ક્યાંઇ ગમતું નથી; હજી કાંઇ ખાધું નથી ભાઇ અધીરો બન્યો છે; વખત કેમે જતો નથી. સાંજ સુધી રાહ જોઇ.

માંડ માંડ સાંજ પડી.

બહેનના મિનારા સામે નજર કરી. અંધારું થવા આવ્યું છે અંધકારમાં એકલો મિનારો દેખાય છે. મિનારા ઉજ્જડ છે. દીવો ક્યાં ય દેખાતો નથી.

'નક્કી બહેને ઉપરથી પડીને પ્રાણ કાઢ્યા હશે. બહેન જેવી બહેન ગઇ; હવે મારે ય જીવીને શું કરવું છે?'

ભાઇનું મન ભમી ગયું. આંખે તમ્મર આવ્યાં ને ત્યાંથી પડતું મૂક્યું.

ભાઇ ને માટે બહેન ગઈ;
બહેનને માટે ભાઇ ગયો.

હજી ભાઈ બહેનના મિનારા ઊભા છે. રસ્તે ચાલતાં માણસો મિનારા જોઈ બોલે છે: 'વાહ ભાઈ ને વાહ બહેન! કાંઈ ભાઇબહેનનાં હેત!'

## સુખી કુટુંબ

મોટે ભળકડે રળિયાત વહુ ઊઠયા. ઘંટી ઘરાઈ. મોંસૂઝણું થયું ત્યાં તો બે માણા દળી નાખ્યું. લોટ ચાળીને ગોળો ભર્યો.

જમનાવહુએ બે ભેંશોની છાશ કરી ને અઢી શેરનો માખણનો પીંડો ઉતાર્યો. તાજી છાશનાં દોણાં ભર્યાં ને થોડીક કો'કને આપવા રાખી.

સવાર પડવા આવી ત્યાં સાથી ઊઠયો ને બળદને નીરણ કરી. લખમણ પટેલ ઊઠયા ને રામજી પટેલે ઊઠયા. સૌએ દાતણ કર્યાં. લખમણ પટેલ હરિપંથી હતા; નાહી ધોઈ ને પૂજા કરી.

રળિયાત વહુએ ચૂલો પેટાવ્યો ને રોટલા કરવા માંડયા. બીજે ચૂલે રીંગણાંનું શાક મૂકી દીધું. રોટલા તૈયાર થયા ત્યાં તો શાક ચડી ગયું.

સૌ શિરાવવા બેસી ગયા. સૌને એકેક રોટલો આપ્યો; ઉપર માખણના લચકા નાખ્યો ને એકેક ગોળનું દડબું મૂક્યું. ગરમાગરમ શાક ને રોટલો સૌ શિરાવ્યાં. પાછળથી રેડ જેવી તાજી છાશની તાંસળીઓ પીધી.

સાથીએ બળદ છોડયા ને ગાડું જોડયું. બળદ ધરાઈને તાજામાજા થયા હતા. હાથ ન અડાડાય એવા તો પાણીદાર હતા. થોડી વારમાં ખેપટ ઉડાડતા વાડીએ પહોંચી ગયા.

ડોશીમા ઊઠીને આંટોફેરો કરવા માંડયાં. દાંતે બજર દીધી. સૂરજ નારાયણ ઊગ્યા ને ઓશરીમાં તડકો આવ્યો. છોકરાંઓને ઉઠાડયાં; મોઢાં ધોયાં ને દાતણ આપ્યાં.

રળિયાત વહુ ને જમના વહુ કામે લાગ્યાં. એકે સંજવારી ને કળશા કર્યા, ને ધમાધમ દસબાર બેઢાં પાણી ભરી કાઢયું. બીજીએ ચાર પાંચ ઢોર દોહીને દૂધ મેળવ્યું. બધાં ઢોરનાં છાણવાસીદાં કર્યાં. થોડાં છાણાં થાપ્યાં ને દસબાર સૂંડલા છાણ ખાતરમાં નાખ્યું, વાછરૂપાડરૂ જુદાં બાંધ્યાં ને એમને છાશ પાઈને બાચકો બાચકો ખડ નાખ્યું.

ડોશીમાએ છોકરાંઓને ખવરાવ્યું ને પોતે દહીં ને રોટલો શિરાવ્યાં. છોકરાં ફળિયામાં રમવા માંડયાં. રળિયાત વહુએ ભેંશો ને ગાયો છોડી દીધી. છોકરાઓના હાથમાં લાકડીઓ આપી. છોકરા ભેંશોનાં પૂછડાં પકડી ધીમે ધીમે વાતો કરતા ઊપડયા ને ઢોરને ધણમાં મૂકી આવ્યા.

ઘણું બધું કામ કરીને રળિયાત વહુ ને જમના વહુ પણ ભૂખી થઈ હતી. દેરાણીજેઠાણી બેઉ શિરાવવા બેઠી. તાજી છાશ, ઊનું શાક ને એકએક રોટલો બંનેએ ચડાવી લીધાં.

પટેલ ને પટેલનો ભાઈ હળ હાંકે છે. આવ્યા એ



વખતના ઘડી યે બેઠા નથી. બાર વાગવા આવ્યા છે, માથે તડકો તપે છે, પરસેવાના રેલા ઊતરે છે, પણ બેસવાનું એમને ગમતું નથી. થાકને કાંઈ ગણકારતા નથી; ઊંધું ઘાલીને કામ કર્યે જાય છે.

સાથી કોસ હાંકે છે; ઘઉંને પાણી પાય છે. બકાલું યે કર્યું છે. રીંગણી ને મરચાં કર્યાં છે, ટમેટી ને ડુંગળી કર્યાં છે; ગાજર મેથી ને મૂળા કર્યા છે.

બાર વાગવા આવ્યા એટલે રળિયાત વહુ ઊપડયાં. બધાયનું ભાતું લીધું. માથે મોટો સૂંડલો મૂકયો ને કાખમાં નાનું છોકરું લીધું. દોણું ભરીને છાશ લીધી, વાટકી ભરીને ચટણી લીધી, કોઠીબાનું અથાણું લીધું ને પાંચસાત રોટલા લીધા. માથે સૂંડલો ચડાવીને ચાલી નીકળ્યાં.

રળિયાત વહુ વાડીએ પહોંચ્યાં. કૂવાના ટેકરા ઉપર ચડીને સાદ માર્યો: 'એ....ચાલજો, ભાત આવ્યું છે.'

બેઉ ભાઇઓએ હળ છોડયાં, બળદને પાણી પાયાં ને છાંયડે બેઠા. સાથીએ કોસ થાળે નાખ્યો ને બળદને બાંધ્યા. બળદને એકએક બાથ લીલાં ગાજર ખેંચીને નાંખ્યાં.

સાથી થોડાંક મરચાં ઉતારી લાવ્યો, ને ત્રણ મોટાં મોટાં રીંગણાં લાવ્યો. કાંટા સળગાવીને રીંગણાંનો ઓળો કર્યો. ત્રણેને કામ કરીને બરાબરની ભૂખ લાગી હતી. ઓળો, ચટણી ને રોટલો ખાધાં. ખાઈને તાંસળી તાંસળી

છાશ પીધી. પેટ ઠરીને હિમ થયું. બપોરા કરીને સૌ છાંયડે ઘડીક આડે પડખે થયા. મજાનો ઠંડો પવન આવે છે. સૌ બે ઘડી નીંદરમાં પડ્યા.

વાડીએ જબરો વડ છે. ઢળકતી પીપર છે. છાંયડાનો પાર નથી. ઠંડો મજાનો પવન વાય છે. રળિયાત વહુએ ઝોળી બાંધીને છોકરાને સુવાડી દીધું.

રળિયાત વહુ કામની બહુ જબરી. એને ઘડીયે બેસવું ગમે નહિ. ભાતનો સૂંડલો ઠેકાણે મૂકીને તરત ખડ લેવા ઊપડી. બધા જાગ્યા નહિ ત્યાં તો ખડની ગાંસડી કરીને આવતી રહી. કપાસની મોસમમાં સાંજ પડ્યે મણ મણ કપાસ વીણી નાખતી, લાણીટાણે સવારથી સાંજ સુધી આદમીની હારોહાર કામ કરતી !

બધા ઊઠ્યા. ઊઠીને કામે લાગ્યા. સાથીએ કાંટી તાણી ધોરિયો સાફ કર્યો ને પછી કોસ જોડ્યો લખમણ પટેલ ને રામજી પટેલે હળ જોતરી ખેડવા માંડ્યું.

રળિયાત વહુ ગાંસડી લઈને ઘેર ગયાં. છોકરાંઓ માટે મૂળા મોગરી ને ગાજર લેતાં ગયાં. રસ્તામાંથી થોડાંક બોર વીણતાં ગયાં. છોકરાં તો રાજીરાજી થઈ ગયાં.

ઘેર જઈને બધાં વાછરૂને ફરી પાણી બતાવ્યું ને થોડું થોડું ખડ નાખ્યું. જમના વહુએ ધાન ખાંડ્યું ને ઘઉં બાજરાનું દળણું કર્યું. બેઉ વહુને ભરત ભરતાં આવડતું. બપોરે રોજ ભરત ભરતી. જમના વહુ તો



હમણાં જ આણું વળીને આવી છે. એને તો મોતીનાં ભરતે આવડે છે. એના રેશમી ભરત ભરેલા ચાકળા ભીંતે લટકાવ્યા છે.

ડોશીમા રેંટિયો કાંતે, ઘડીક વળી બજર ઘસે; પાડોશીને ઘેર એકાદ આંટો જઈ આવે ને છોકરાં સાચવે. ડોશીમાને છોકરાં બહુ વહાલાં, છોકરાં રૂવે એ એમનાથી ખમાય જ નહિ.

સાંજ પડવા આવી એટલે નાની વહુએ ધાન ઝાટકીને સાંજનું રાંધણું રાંધ્યું. બે પાંચ બેઢાં પાણી ભર્યું ત્યાં તો ઢોર આવ્યાં. ઢોરને નીરણ કરીને ખીલે બાંધ્યાં. ભગરી ભેંશોને અધમણ કપાશિયાનાં ખાણ આપ્યાં. ખાણ ખાઈને ભેંશો વાગોળવા માંડી.

રળિયાત વહુએ બોઘરણાં ઊટકીને તૈયાર કર્યાં. "બા.... પો ! ભગરાઈ.... ઈ !" કરીને રળિયાત વહુ દોહવા બેઠાં. દૂધની સેડયોના ધમકારા બોલી રહ્યા. પચીસ શેરનું બોઘરણું ભરાઈને ઉપર ફીણના ફીસોટા. આવ્યા. બે ભેંશો ને ત્રણ ગાયોને દેરાણીજેઠાણીએ ઘડીકવારમાં દોહી લીધી.

થોડું થોડું અંધારું થવા માંડ્યું. છોકરાંઓને વેળાસર વાળુ કરાવી લીધું ને ખાટલા પાથરી દીધા. એક-બે છોકરાં ઊંઘી ગયાં, ને એકબે વળી રમતે ચડ્યાં. ડોશીમા એમને વાર્તા કહેવા માંડ્યાં, ને છોકરાં

ખાટલામાં બેસીને સાંભળવા લાગ્યાં ત્યાં તો ઝાંપે ખખડાટ થયો ઝાંપો ઊઘડ્યો ને ગાડું, બળદ ને બધા અંદર આવ્યા. સાથીએ બળદને ગમાણે બાંધીને નીરણ કરી.

સૌ વાળુ કરવા બેઠા. નાની વહુએ મગ નાખીને ડુમરિયું કર્યું હતું. સૌએ વખાણ કરી કરીને ખાધું. પાટલી ઉપર રોટલો મૂક્યો ને એક હાથમાં તાંસળી લીધી. એક હાથે રોટલો ખાય ને બીજે હાથે દૂધ પીએ. સૌ તાંસળી તાંસળી દૂધ ચડાવી ગયા.

મોટી વહુએ સૌને વાળુ કરાવ્યાં ને નાની વહુએ આદમીના ખાટલા પાથર્યા.

મોટું જબરું ફળિયું છે. ફળિયામાં સૌ સૂતા. ઘડી બે ઘડી વાતો કરી ત્યાં તો આંખ ઘેરાવા માંડી થાક્યાપાક્યા સૂતા. અને સૂતા ભેળા ઊંઘી ગયા.

ડોશીમા દીકરાઓ સાથે વાળુ કરીને ખાટલે બેઠાં. બેઉ વહુઓ વાળુ કરવા બેઠી. વાળુ કરીને બેઉએ મળી ઝટઝટ એંઠવાડ કાઢી નાખ્યો. એકે ઢાંકોઢુબો કર્યો ને બીજીએ ઢોરને નીરણપૂળો કર્યો.

પછી ઘડીક બાઈજી પાસે બેઠી. ડોશીએ બેપાંચ માળા ફેરવી અને એક કીર્તન ગાયું. કીર્તન સાંભળીને સૌ સૂઈ ગયાં. એક ઊંઘે સવાર !

## મારું બુલબુલ

મારા ઘરની પાસે પીંપળો છે. પીંપળો બારી પાસે છે. પીંપળો મોટો છે; લાંબી એની ડાળીઓ છે, લીલાં મોટા પાન છે; પીંપળો પંખીનો વિસામો છે.

પીંપળે કેટલાં યે પક્ષીઓ આવે છે. કોઈક ઘડીક થાક ખાવા બેસે ને કોઈક ઝાઝી વાર બેસે. કાબર ને કાગડા તો આખા બપોર ત્યાં જ કાઢે. કોઈક પેપડી ખાય; કોઇ વળી કંઈક ગાય. લેલાં તો રાડો પાડે ને ડાળે ડાળે કૂદે એને ઝાલકોદાવ રમવાનું બહુ ગમે ! બુલબુલે ઘણાં આવે. બુલબુલ તો છાનુંમાનું બેસીને ગાય. એક ડાળેથી બીજી ડાળે ફર્યાફર કરે પણ અવાજે ન થાય. બુલબુલનો સાદ તો સૌથી તરી નીકળે. આખા દિવસમાં તો કેટલા યે બુલબુલ તો હંમેશ આવે છે. બીજા બુલબુલ તો ક્યારેક આવે ને ક્યારેક ન પણ આવે; પણ આ બુલબુલ તો આવ્યા વિના રહે જ નહિ. આ બુલબુલના પગનાં આંગળાં વળેલાં છે એટલે હું એને ઓળખી કાઢું છું. આ બુલબુલ તો દિવસમાં કેટલીયે વાર મારે ઘેર આવે છે. આવીને

ચણે, ઘડીક રમે, છાંયડે બેસે ને પાછું ઊડી જાય. આમ કેટલી યે વાર આવે છે ને જાય છે. આ બુલબુલ તો મારું ભાઈબંધ બની ગયું છે.

હું રસોડામાં બેસીને રાંધતો હોઉં ત્યાં બુલબુલ બારીએ આવે. ઘડીક બારીએ બેસીને નીચે ઊતરે. મારી સામે જુએ, ઊંચીનીચી ડોક કરે, જરા કલગી હલાવે, જરા કૂદતું કૂદતું રસોડામાં ફરે, કંઈક ગોતીને ખાય ને પાછું ઊડી જાય.

હું જમવા બેસુ ત્યાં પાછું આવે. મારાથી એ ડરતું નથી. હું એને રોટલાનો ઝીણો ભૂકો કરીને નાખું એટલે ખાવા માંડે. હું યે ખાઉં ને બુલબુલે ખાય. જમતાં જમતાં હું બુલબુલને જોયા કરું. એની નાની અણીદાર ચાંચ ભારે રૂડી લાગે છે! ચાંચમાં જરા જરા કટકી લઈ ઊંચી ડોક કરીને ગળી જાય વચ્ચે વચ્ચે વળી બોલતું જાય. મોટો કટકો હોય તો નાનો કરીને ખાય. જમતાં જમતાં મારો હાથ ઊંચોનીચો થાય તો યે એ બીતું નથી. હવે તો હું એને રકાબીમાં ખવરાવું છું. ખાઈ કારવીને ઊડી જાય: ઘડીકમાં બારીમાં બેસીને પાછું નીચે ઊતરે. ગોળા નીચેની કૂંડીમાંથી પાણી પીએ. રોટલાની કટકીઓ ગોતીને ખાય ને પાછું ઊડી જાય.

અમારી ભાઈબંધી આમ થઈ.



એક વાર હું જમવાનું કાઢીને હાથ ધોવા બહાર ગયો. રસોડાનાં બારણાં બંધ હતાં. બુલબુલ બારીએથી રસોડામાં ઊતર્યું; રોટલાને ચાંચ મારીને ખાવા માંડ્યું. મેં બધું બારણાંની તડમાંથી જોયું. એકદમ ઉઘાડું તો તો બુલબુલ ઊડી જાય. મેં બહાર ઊભા રહીને બધું જોયું. બુલબુલ ખાઈને બારીમાં બેઠું ત્યારે બારણું ઉઘાડ્યું. મને તે દિવસે ખબર પડી કે બુલબુલ બાજરાનો રોટલો યે ખાય!

પછી તો રોજ હું જમવા બેસું ને બુલબુલ આવે. બુલબુલને રોટલાનો ભૂકો કરીને નાખતો; બુલબુલ સામે બેસીને ખાતું. ખાઈને ધરાઈ રહે એટલે પાણી પીતું. ઘડીક બેસીને ગાતું, આંટા મારતું, ને પછી ઊડી જતું.

મારા ફળિયામાં સરગવાનું ઝાડ છે. ઝાડને છાંયે હું બેઠો હોઉં ત્યાં બુલબુલ આવતું ને ડાળ ઉપર બેસતું. ઘડીક રમતું; કંઈક ગાઈને પાછું ઊડી જતું. એને એક ઠેકાણે બેસવું ન ગમતું. થોડી વારમાં તો કેટલે ય ઠેકાણે ફરી વળતું. એક વાર આ બાજુ મોઢું રાખીને બોલે તો બીજી વાર વળી બીજી બાજુ ફેરવીને બોલે. આમ બેઠું બેઠું કૂદતું જાય, ફરતું જાય બોલતું જાય. ભારે ચાલાક!

મને તો બુલબુલ બહુ ગમે છે. એનું ગાયન તો એથી યે વધારે ગમે છે. ઝીણું ઝીણું ને મધુર ગાય

છે. એનો રંગ સારો છે. માથે મજાની કાળી ટોપી છે. પૂંછડી નીચે લાલ હીંગળોક જેવું ટપકું છે. બુલબુલને તો એકદમ ઓળખી કઢાય. એ તો ભારે ચપળ હોય! માંદાની જેમ કાંઈ બેસી ન રહે! ઘડીક અહીં તો ઘડીકમાં બીજે પહોંચી જાય. બિલાડીને જોઈને તો બુલબુલ જોરથી એકદમ બોલવા માંડે એટલે બધાંને ખબર પડી જાય! હું બુલબુલને કોઈ દિવસ પકડતો નથી; એને છૂટું રમવા દઉં છું, પકડવા જાઉં ને ઊડી જાય તો? મને તો દૂરથી જોવામાં જ મજા પડે છે. હવે એ બહુ ડરતું નથી; મારી નજીક પણ આવે છે.

આ બુલબુલને મેં કંઈ પાળ્યું નથી. એ તો એની મેળે આવે છે. દિવસમાં તો કેટલી યે વાર મારે ઘેર આવે છે. ઘડીક રસોડાની બારીએ બેસે, ઘડીક ઓરડાની બારીએ બેસે, ઓરડામાં યે આવે ને ટ્રંક ઉપર બેસે. વળી પાછું લૂંગડાં સૂકવવાની દોરી ઉપર હીંચકે. ત્યાંથી વંડી ઉપર બેસે ને પાછું ઊડી જાય. કલાક બે કલાક બહાર ફરીને પાછું પીંપળે આરામ લેવા આવે. આખો દિવસ આમ કરે ને સાંજે ક્યાંઈક ઊડી જાય.

એનું ઘર ક્યાં હશે એની મને ખબર નથી; પણ દિવસમાં કેટલી યે વાર આ બુલબુલ મારે ઘેર આવે છે. મને આ બુલબુલ બહુ ગમે છે.

## કાબરબહેન

ચોમાસું આવ્યું. બધાં પંખીઓ માળા કરવા માંડ્યાં. કાગડો સળીઓ ગોતવા માંડ્યો; ચકલી તણખલાં વીણવા માંડી; કાબરબહેન પણ કંઈક ગોતવા માંડ્યાં.

કાબરબહેન ફળિયામાં ફર્યાં; ખેતરમાં ઊડીને બેઠાં. એક કાગળ ઊડતો જોયો; ઊડીને ચાંચમાં લીધો. કાગળ ખખડતો જાય ને કાબરબહેન તો ફડફડ ઊડ્યાં.

કચરાની ઊંચી ભીંત હતી. ભીંતમાં નાનો ખાડો હતો. એમાં કાબરબહેન ગયાં. કાગળ ગોઠવીને ઊડ્યાં. સાંઠીકાં વીણી આવ્યાં, પીંછાં વીણી આવ્યાં, રંગબેરંગી થોડાં ચીંથરાં ગોતી લાવ્યાં. આ....ને મજાનો માળો ગોઠવી દીધો.

કાબરબાઈએ ત્રણ ઈંડાં મૂક્યાં. મજાનાં લીલા રંગનાં ને સુંવાળાં સુંવાળાં! કાબર તો ઇંડાં ઉપર બેસીને ઈંડાં સેવે છે. ડોક ટૂંકી કરી છે, પગ વાળી દીધા છે, પાંખે ઇંડાં ઢાંક્યાં છે ને સરખી થઈને બેઠી છે. ઇંડાં ઉપરથી ઘડીયે ખસતી નથી. ઇંડાં રેઢાં મૂકે તો

કાગડાંભાઈ ઉઠાવી જ જાય ના ! એ તો લાગ શોધતા જ બેઠા હોય.

આખો દિવસ ઇંડાં ઉપર બેસીને કાબર થાકી ગઈ હોય ને ભૂખીયે થઇ હોય. કાબરભાઈ ઇંડાંની ચોકી કરે ને કાબરબહેન ચણવા જાય. કાબરભાઈને કાંઇ ઈંડાં સેવતાં ન આવડે ! કાબર ચણીકારવીને પાછી ઈંડાં સેવવા બેસી જાય.

પંદર દિવસ થયા ને ઈંડાં પાકવા આવ્યાં. કાબર-બહેને હળવેક દઈને ચાંચ મારી. ઈંડું ફૂટયું ને એમાંથી રાતું ટેટા જેવું બચ્ચું નીકળ્યું. પીંછાનું નામ નહિ; પૂંછડી ક્યાં યે દેખાય નહિ. રાતીચોળ ચામડી ને પીળા પીળા પગ; કાળી કાળી આંખો ને પીળી મોટી ચાંચ !

બચ્ચાં તો ચાર, છ ને આઠ દિવસનાં થયાં. કાબરબહેને ને કાબરભાઈએ ચણ લેવા જવાના વારા કર્યા. કાબરબહેન જાય તો કાબરભાઈ ચોકી કરે, ને કાબરભાઈ જાય તો કાબરબહેન ચોકી કરે. પણ કાબરબહેનને સારી ચણ ગોતતાં આવડે. બાપા ચોકી કરે ને બા ચણ લેવા જાય.

કાબરબહેન તો ખેતરમાં પહોંચે, છાનાંમાનાં લપાઈને બેસે. ઈયળ નીકળે તો ટપ દઈને પકડે. જીવડું આવે તો એને પકડે: ટીટડું, પતંગિયું, જે ભાળે એને ઉપાડે ! ટીડને તો દીઠું ન મૂકે. ઊડીને પકડી પાડે



ટીડ બિચારું ઊડીને કેટલેક જાય ? ચાંચમાં પકડીને જમીન ઉપર પછાડે, પાંખો કાપી નાખે, પગબગ ભાંગી નાખે, ચાંચો મારીને કૂણું સુંવાળું કરીને પછી બચ્ચાં પાસે લાવે.

ચાંચમાં ખોરાક પકડીને બહાર બેસે. ઘડીક આમ જુએ, ઘડીક તેમ જુએ. કોઈ હોય તો માળા પાસે ન જાય. કોઈ જોઈ જાય તો પાછું એનાં બચ્ચાં લઈ જાય ના ! કોઈ ન હોય તો એકદમ માળામાં પેસી જાય.

સફેદ પાંખ ઝળકે ત્યાં બચ્ચાં જાગી જાય. બચ્ચાં તો વાટ જોઈને જ બેઠાં હોય. કાબર જાય એટલે પીળું પીળું મોટું મોઢું ફાડે. કાબર ટપ દઈને ચણ મૂકી દે; બચ્ચું એકદમ ગળી જાય. કાબર જાય એટલે બચ્ચાં બે ત્રણ વાર ટીવીવીવી ટીવીવીવી બોલે પાછાં જંપી જાય. આખો દિવસ આમ ચાલ્યો જાય.

જરા જરા અંધારું થાય એટલે કાબર માળામાં બેસી જાય. બચ્ચાં તો દિવસે ય ઊંઘે ને રાતે ય ઊંઘે. રાત પડે એટલે સૌ જંપી જાય. કાબર બચ્ચાંને પાંખમાં લઈને ઊંઘી જાય.

આઠ દિવસ ગયા ને રૂંવાટી દેખાવા માંડી. કાગળની ભૂંગળી જેવાં પીછાં ફૂટ્યા. જાણે ખડ ઊગ્યું ! ખડની સળીઓ જેવા જ પાતળાં ને ગોળ પીંછાં

હતાં પૂંછડીમાં પાંચ-છ સળીઓ હતી ને પાંખોમાં ઝીણી ઝીણી ઘણી હતી.

ભૂંગળી પહોળી થઈને પીંછાં થયાં; રૂંવાટી મોટી થઈને શરીર ઢંકાઈ ગયું. પગ મજબૂત થયા; મોઢું ઘાટમાં આવ્યું પાંખો તૈયાર થઈ. બચ્ચાં કાબરના ઘાટમાં આવી ગયાં.

બચ્ચાંને માળામાંથી બહાર કાઢ્યાં. કાબરબહેન ને કાબરભાઈ સાથે છે. પાસે રહીને ઊડતાં શીખવ્યું. ઊડી બતાવીને ઊડતાં શીખવ્યું. ઝાડ ઉપર બેસતાં શીખવ્યું. થોડા દિવસ ચણ ગોતીને ખવરાવ્યું; પછી ચણ ગોતી લેતાં શીખવ્યું.

બચ્ચાં મોટાં થયાં. પોતાની મેળે ખાતાં શીખ્યાં ને ઊડતાં શીખ્યાં; એકલાં એકલાં ફરતાં શીખ્યાં. છૂટાં પડીને ઊડી ગયાં.